# કરિશમા ( ચમત્કાર )

ઉર્દુમાં લખનાર :—

**મહમદ અબદુલ્લા નાઝર.**

અનુવાદક અને પ્રકાશક

**મુનશી હામીદમીયાં ડોસામીયાં.**

ખાનપુર સૈયદવાડા—અમદાવાદ.

હી. સ. ૧૩૩૮.  ઈ. સ. ૧૯૨૦.

પ્રત ૧૦૦૦.

મુલ્ય ૦—૧—૦.

# કરિશ્મા.



અંદર અંદરના ઝઘડાનો હજી અંત આવ્યો ન હતો એટલામાં એવો ગુલ મચ્યો કે સૈફ્ફરદીન મ્યાનમાંથી નિકળી આવી છે. હજી તો લોકો તેને જોવા માટે આતુર હતા એટલામાં તે બ્હાર પડતાંજ પોકારો મચી રહ્યા. અને છેવટે સાંભળ્યું, અરે! એટલુંજ નહિ પરંતુ વર્તમાન પત્રોમાં પણ જોયું કે તે રિસાલો છાપખાનામાંથી બ્હાર પડતાંજ જપ્ત થઈ ગયો. જેવી ખુદાતાલાની ઇચ્છા. તેમાં કોઇનો કાંઈ ઉપાય નથી. ઉપર બતાવ્યા પ્રમાણે મજકુર રિસાલાને જોવાની આશા નિરાશામાં બદલાઇ ગઈ. પણ હું વાંચકોની દિલચસ્પી ( આનંદ ) ને માટે બે મઝમુન પ્રગટ કરૂં છું, જેમાંનો એક જપ્ત થએલા રિસાલાનો તનકીદી મઝમુન છે. અને બીજો મઝમુન જપ્તીને લગતો છે.

આ બન્ને મઝમુનો એટલા માટેજ જોવા લાયક છે, કે તેમાંથી કાંઈક ચમત્કાર જણાઈ આવે છે. ફક્ત...

**સુલેહપસંદ**—મહમદ અબદુલ્લા નાઝર.

તા. ૨૨ મી ડીસેમ્બર ૧૯૧૯



# રિવ્યુ.



## ઔધપંચનો અભિપ્રાય.

(ઔધપંચ. લખનૌ વૉ. ૪ અંક ૪–૫ તા. ૨૧ નવે. ૧૯૧૯).

લોકો પુસ્તકો રચે છે, અને પછી કહે છે કે જલ્દીથી રિવ્યુ લખો. ભવિષ્યને માટે આ કામ જનાબ મૌલાના અદબારૂશશઅર વલ હિકમતેહ વલમુલ્કને સોંપવામાં આવ્યું છે અને તેમને કહેવામાં આવ્યું છે કે દિલ ખોલીને અભિપ્રાય લખે. પુસ્તક સારૂં હોયતો તે વિષે સારો અભિપ્રાય આપે, અને ખરાબ હોય તો કોઇની લાગીવળગી ન રાખે. મૌલાના અબુમહમદ તાહેર સૈફુદીન કે જે દાઉદી વોહરાઓના દાઈ છે તેમની વિરૂદ્ધ એક નવો નાનકડો રિસાલો નામે "**સરફુઅરદીન**" છપાયો. મજકુર રિસાલા વિષે હઝરત અદબારે જે અભિપ્રાય આપ્યો છે તે અમે ઘણી ખુશી સાથે પ્રગટ કરીએ છીએ.

અધીપતિ.



અજીવાહ શ્રીમાન્ પંચ ! આપ પણ બેઠા બેઠા ઠીક તમાશો દેખાડી રહ્યા છો. જ્યારે આપના તરફથી " સય્ફ-બરદીન " નામની કિતાબ મળી ત્યારે પહેલાં તો હું ભય પામીને ઓરડામાં ભરાઇ ગયો. હા, ભાઇ, આ જમાનો ખરાબ છે, તલવાર, ખંજર આદિ શસ્ત્રોના લખાણથી દુર રહેવુંજ સારૂં છે. અને તેજ પ્રમાણે હું પણ ભય પામીને કેટલીકવાર સુધી ઓરડામાં બેઠો બેઠો નાદેઅલી અને આયતુલકુરસી પઢવા લાગ્યો. થોડીવાર પછી જ્યારે જીવ કાંઇ હેઠો બેઠો ત્યારે એકાએક એવી ઇચ્છા થઇ આવી કે એકવાર મજકુર રિસાલાને જોઇ લેવો જોઇએ. કેમકે ઇ. સ. ૧૯૨૦ ની સાલમાં રાજકિય સુધારાની યોજના અમલમાં મુકાવાની છે, તે વખતે પુરાની બાંકપનમાં જો કાંઇ નવી સુરસુરાહટ પેદા થઇ તો તે વખતે તલવારને શોધવી નહિ પડે. આ ભેટ મફતમાં કામ લાગશે. પણ ધ્યાનપુર્વક જોઉં છું તો આ તલવાર કાગળની છે. નકકાશે તૈયાર કરી. અને સુરતનિવાસી ચામડાના વેપારી હાજી ઉમર હાજી અહેમદે તેને ઘસીને તૈયાર કરી. એમાં થયું શું ? આફ્રિકાના જંગલી લોકો કોઇ જમાનામાં લાકડાની તલવાર બાંધીને ફરતા હતા. તફાવત માત્ર એટલોજ કે લાકડાની તલવાર જંગલી અને અજ્ઞાન લોકો વાપરતા હતા. પણ કાગળની તલવાર તફરકેપરદાઝાનેમુલ્કોમિલ્લત વાપરે છે. આવા લોકોની નવરાશ ઉપર અમને ઇર્ષા થાય છે કે તેમને નકામા ઝઘડા ખરીદી લેવાને કેટલો અવકાશ છે ? આ રિસાલાના (સય્ફ-બરદીન ) લેખકે પોતે પોતાના પુસ્તકના છેવટના ભાગમાં ઝો નુરિલ્લ હકીલ મુબીનના કેટલાક પાનાઓનો ફોટો આપ્યો

છે. મજકુર કિતાબ અરબ્બી ભાષામાં છે. અને તેના છેવ-
ટના ભાગમાં લખ્યું છે કે " આ પુસ્તક માત્ર દાઉદી વહો-
રાઓ માટેજ છે." આ પ્રમાણે સ્પષ્ટ રીતે લખેલું હોવા
છતાં સય્ફઅરદીનનો લેખક સમસ્ત દેશને પોતાના માથા
ઉપર ઉઠાવવાનો પ્રયત્ન કરે છે. ભાઈ નથુ તમે પણ દોડો.
મીયાં ખયરા તમે કમર ( કેડ ) થાઓ. શેખ બફાતી પક-
ડજો, જવા નહિ દેતા. યાર લલ્લુ તમે તો કાંઇ ખબર લો.
લેજીસ્લેટીવ કૌન્સિલના સભાસદો તમારી આગળ ફરીઆદ
છે. નામદાર સરકાર હવે તો તારોજ આધાર છે. શેખસુફી
આપના બાતીની તસવ્વુફની જરૂર છે. પંડીતજી તમે પંડી-
તાઇથી કામ લેજો. મૌલાના અબદુલકુદ્દુસ આપ હરામ
હલાલના ફતવાથી કામ લેજો. શાએર સાહેબ આપ પોતાના
શાએરીપણાથી આ ફસાદી મનઝુમોનો એબ મટાડી દેજો.
અરે ફિલોસોફર સાહેબ ! આપ બેઠા બેઠા શું કરો છો ?
આપના જ્ઞાનનો કાંઈ તો લાભ આપો. અને કાંઇતો મદદ
કરો. મી. જ્યોલોજીસ્ટ પૃથ્વીની ખાક ( ભસ્મ ) છાનવા
( ચાળવા ) માં કેટલી વાર છે ? મી. કેમીસ્ટ મહેરબાની
કરીને કોઇ એવો ઉપાય દેખાડો કે લાઇકર એમોનીયા,
અને સલ્ફયુરીક એસીડનો કારવરેહ મળી આવે. અને
ખાંડના ક્રિસ્ટલ ( બિલ્લોરેહ ) મરબઅથી મુસદ્દસ થઈ
જાય. વૈદ્યરાજ આ નમલી નબ્ઝમાં શહુક પેદા થવાનો
શો ઉપાય છે ? ખુદાને વાસ્તે એક નુસ્ખો તો લખો. અને
જ્યોતિષી સાહેબ મુસ્તરી નામક સિતારો આઠમા ખાનામાં
આવી ગયો છે. તેના ઉતાર માટે કાંઈ ચિંતા કરો. અને
અધિપતી સાહેબ, જો તમે તમારા વર્તમાનપત્રમાં આ

સમાચાર આપશો તો તમને નવા સમાચાર મળવાની સાથે મુઠી પણ ગરમ થશે. એડીટોરીઅલ કોલમ આ ખબરથી બાકી ન રહી જાય. વાય, હાય, ફરીઆદ, બેદાદ, અલગ્યાસ અલમદદ, વાસુઅતાહ, વાવેલતાહ, વામુસીબતાહ, વાઅહે-સરતાહ, દુહાઈ, તેહા, ચોથાઇ, દોડ ગુલાબ, ઝુંટાઇ ગયા. દોડ શતાબ, ઝુંટાઇ ગયા. અરે લુંટી લીધો. અરે કયાંનો પણ ન રાખ્યો. આ જુલ્મને જુઓ, આ અંધેરને જુઓ. સિતમ, કહેર, ગઝબ, આફત, કયામત, ઓ ખુદા ! આ-કાશ તુટી પડયો હોય તેમ જણાય છે. લાહ્ય લાગી. જમીન ધ્રુજી ઉઠી. દુનિઆ જાણે છે કે વહોરાઓની મસ્જીદમાં બીજા લોકોને જવા દેવામાં આવતા નથી. તેમજ તેઓ પોતાના અકાયદ (શ્રદ્ધાઓ) સરીઆમ રસ્તાઓ અને ગલીકુંચીઓમાં કહેતા ફરતા નથી. આ એક શાંત ફિરકો છે. અને જે કાંઇ તેમના મનમાં હોય છે, તે જીભ સુધી પણ આવતું નથી. તેથી દાઇ સાહેબે ઝો નુરિલ હકકીલ મુબીનની કોપીઓ પોતાના ખાસ મુરીદો માટેજ છપાવી છે. અને ખાસ લોકોમાં વ્હેંચી છે. આ કારણથી તેને પબ્લીકમાં લાવનાર પોતેજ તેને માટે જોખમદાર છે. કેમકે તેણે શીયા સુન્નીઓના દિલ દુઃખાવવા, અને મુલ્લાં સાહેબ અથવા દાઇ સાહેબને પબ્લીકના તિરસ્કારમાં લાવવા માટે મજકુર કિતાબનો તરજુમો અરબ્બામાંથી ઉર્દુમાં કર્યો અને તેને સારી સંખ્યામાં છપાવ્યો. મુસલમાનોની એવી સ્થિતિ છે કે તેઓ એક તરફથી વિધર્મીઓ સાથે મિત્રા-ચારી કરવાની ફિકરમાં પડયા છે. અને બીજી બાજુએ પોતાના અઅઝા અને જવારેહ તોડવાને તૈયાર થયા છે. જો

કોઇ માણસ ગુપ્ત રીતે કાંઇ કામ કરતો હોય તો તેની તપાસ કરીને તેને પબ્લીકમાં લાવે છે. હસવા સરખી વાત તો એ છે કે ઓ નુરિલ હકકીલ મુબીન નામની જે કિતાબના સંબંધમાં સય્ફુબરદીનના પ્રકાશકે ગુલ મચાવ્યો છે તે કિતાબ તેને મુકમમિલ રીતે મળી નથી, અને જો તેવી રીતે મળી છે તો "લાતક્રબુસસલાતેહ" થી કામ લીધું છે. અને "વ અનતુમ સકારા" ના સુત્રને મુકી દીધો છે. અને તે વીના મુકમમિલ ઇબારતને જોઇને મુફ્તીઓએ ફતવા આપ્યા. દાઉદી વોહરાઓના અકીદાઓ ઉપર બીજાઓ પાસેથી ફતવા મેળવવા એ કાંઈ મુશકેલ કામ નથી. જો કોઇ સુન્ની અબ્દુલકુદ્દુસને પુછો કે શીયા લોકોના અકાયદ કેવા છે? તો તે તરતજ બોલી ઉઠશે કે ફાસિદ, અને બિલકુલ ફાસિદ, બલકે ફસાદની જડ. તેજ પ્રમાણે જો કોઇ શીયાને પુછો કે કેમ મીયાં માતમહુસેન સુન્નીઓના અકાયદ કેવા છે? તો તરતજ એવો જવાબ મળે કે જૂઠમૂઠ પણ ઝબાનથી ન નિકળે. ઇસ્માઇલી ફિરકાઓના અકીદાઓ વિષે ઉલમાઓ આજે લાંબા સમયથી વિવાદ કરી રહ્યા છે. દાઉદી ફિરકો પણ તેમાંનોજ એક છે. ઓ નુરિલ હકકિલ મુબીનના ફોટોમાં કોઈ જગાએ અગીયારથી તખાતિબ નથી. કોઇ મોલવી દ્વારા કાંઇપણ લખાયું નથી. તેમાં કોઈને પણ જવાબને માટે ચેલેંજ કરવામાં આવ્યું નથી. દેશી ભાષાઓ પૈકી કોઇપણ ભાષામાં લખાયું નથી. અને પબ્લીકમાં વ્હેંચાયું નથી. બલકે દાઉદી ફિરકાના આમ લોકો પણ તેના દિદારથી મહેરૂમ છે. તેમ છતાં એક માણસ મુલ્લાં સાહેબ ઉપર આરોપ મુકે છે કે

તેમણે પોતાના અનુયાયીઓને પોતાના અકાયદ શા માટે શીખવ્યા ? આવા અકીદાઓથી મુસલમાનોના દિલ દુઃખાય છે. તેને મિમ્બર ઉપરથી શા માટે પઢવામાં આવે છે ? આ એક એવી જબરદસ્તી છે કે જે કોઇપણ ફિરકાના હકમાં દુરસ્ત નથી.

ખયર મોલવી સાહેબો તો " કાલ્ અકુલ સહલ જવાબે વ હોવલ આલેમે વલ્લાહો યઅ્લમે." ના ઉચ્ચાર કર્યા કરે છે, તેમજ સુફી સાહેબો હુ હક કર્યા કરે છે. અને પત્ર-કારોની કારબાઝીઓ તો એટલા માટેજ થાય છે કે સુઇનો ભાલો અને રાઇનો પર્વત બની જાય. પણ અમારા ડાકટર ઇકબાલ સાહેબને તરાના લખતાં લખતાં આ શી સુઝ પડી કે શરેઅના તકીયાને અઢેલી ગયા ? અર્થાત શરેઅના ઉપર કાયમ થઇ ગયા. ૧૧૮ મા પાના ઉપર તે પોતાનો અભિપ્રાય આપ્રમાણે લખે છે. " તાહેર સૈફુદીનનો રિસાલો મેં જોયો છે. તેના લખાણમાં એવા પ્રકારના ફિતનો છે કે જેવો આના પહેલાં તારીખે ઇસ્લામમાં થઇ ગયો છે. અહેલે સુન્નત તો શું પણ સમસ્ત મુસલમાનોના દિલ તેની તહેરીર (લખાણ) થી દુઃખાશે. મારી માન્યતા પ્રમાણે આ શખ્સ ગુમરાહ થએલો છે."

વસ્સલામ આલમ.

મહમદ ઇકબાલ ૧૦ મી મે ૧૯૧૯

તેમને કોઈ પૂછતું પણ નથી કે તાહેર સૈફુદ્દીનની કિતાબ કઇ પબ્લીક લાયબ્રેરીમાં અથવા કયા રીડીંગ રૂમમાં રાખવામાં આવી છે? આપને તે કયાંથી મળી? અથવા કોણે મોકલી? કોણે આપનો અભિપ્રાય માગ્યો? આપે આખી કિતાબ જોઇ કે તેનો અમુક ભાગ? તરજુમો જોયો કે અસલ કિતાબ? તેમજ જો તાહેર સૈફુદીન પાસેથી તમારે માટે અભિપ્રાય પૂછાવવામાં આવે અને તે તમારા માટે તેવોજ અભિપ્રાય આપે તો શું તે તમને ગમશે?

આના કરતાં પણ વધુ તરફેતર ફતવો માજુન અબ-દુલમાજીદ સાહેબનો છે. આપ કહે છે કે ઐદનું આ કાર્ય (જે એક જમાઅતનો ધાર્મિક વડો છે. અને જેણે બીજા-ઓના અકાયદ વિરૂદ્ધ એક દિલ દુઃખાવનાર કિતાબ લખી છે.) તેની જમાઅત (કોમ—અનુયાયી)ના હકમાં નુકસાન-કારક છે. આપ કુરાનને ઇલ્મુનનફસની એક કિતાબ તરીકે ઓળખાવે છે. અને ઇન્સાનીનફસના ખુલ્લા કાનુન અનુસાર હુકમ કરે છે. ફિલોસોફીનો આ નવો નફરીઆત છે. ઉંઘતા બાળકને ચુંબન લીધું તેમાં નતો માને આનંદ થાય છે કે નતો બાપને. ભલા કહોતો ખરા કે પોતાના ફિરકાના મસ્આલેહથી મુલ્લાં સાહેબ વધુ માહિતગાર છે કે આપ? આપની નફસાનીયતની ફિલોસોફી, અથવા આપનાજ કોલ પ્રમાણે કુરાનશરીફની નફસાનીઅત અનુસાર જાસુસી કરવાની મનાઈ છે કે નહિ?

ટુંકમાં આ રિસાલો (સરફ બરદીન) પ્રાચીન આદ્ય વૈર કે જે સેંકડો વરસ થયાં દબાઈ ગયો છે તેને તાજો

કરવા માટે એક ઉત્તમ સાધનરૂપ છે. છપાવનારે ૨૦૧ પાનાની કિતાબના ૮ જુદા જુદા પાનાનો ફોટો રિસાલાના છેવટના ભાગમાં આપ્યો છે. અને સારી પેઠે વખતની બરબાદી કરી છે. અને ઉલમા, મશાયખ, શાએરો, ફિલો-સોફરો, સાધારણ કેળવાયલાઓ, પત્રકારો, કૌન્સિલના મેમ્બરો, અને કોમના આગેવાનો એ બધાને પોતાના નાન-કડા રિસાલામાં સામીલ કરી દીધા છે. નવાઈ જેવું છે કે કેટલીક જમાઅતો ઉપર લક્ષ સરખું પણ આપ્યું નથી. તરકારી, મુંડી, બોચડખાને અને ચોકના અનુભવીઓનો અભિપ્રાય તેમાં આપવામાં આવ્યો નથી.

રાકિમ અહબારૂશશએર વલહિકમતે વલમુલ્ક.



# ફરીઆદની જપ્તી.
અને
# દિલ્હીના છાપખાનાઓની ઝડતી.

( મનકુલે દસ્તુર–શેરકોટ, વૉ. ૧ અંક ૧૩ તા. ૨૮ નવેમ્બર ૧૯૧૯. )

તા. ૧૬ અને ૧૭ મી નવેમ્બરે દિલ્હીના પોલીસ ખાતાના વડાઓએ દિલ્હીના કેટલાક છાપખાનાઓમાં "સબ્ફુબરદીન" નામક પુસ્તકની તપાસ કરી. અને તેની જેટલી નકલો મળી આવી તે બધી જપ્ત કરી. સાંભળવામાં આવ્યું છે કે ૨૧૫૦ અધુરા ફરમા ખ્વાજાહસન નિઝામી પાસે હતા, જે તેમણે પોલીસને સ્વાધીન કર્યા. પોલીસ અધિકારીઓના વખાણ કરવામાં આવે છે કે તેમના વર્તનમાં દબાણ જેવું કાંઇ પણ ન હતું. એટલુંજ નહિ પણ તેમણે પોતાની ફરજ યોગ્ય રીતે બજાવી. અલબત સરકાર અને અધિકારીઓનું વર્તન પબ્લીક સાથે આવુંજ નમ્રતા ભરેલું હોવું જોઈએ. જે સરકાર પ્રજા સાથે ખાલિસ સુલુકથી વર્તે છે, અને તેમના ઉપર અહેસાન કરે છે તેની ઉન્નતિની કાંઈ હદ રહેતી નથી. બળપુર્વક રાજ કરવાથી સખ્ત કાયદાઓ પસાર કરવાથી, પ્રજાની વાજબી આઝાદીને આડે આવવાથી, અને અયોગ્ય દરમ્યાનગીરી કરવાથી મોટા મોટા સામ્રાજ્યો પણ અશક્ત થઇ જાય છે. નામદાર સરકારે ઝમાનાની બારીકાઈનો ખ્યાલ કરીને "રાજા વૃક્ષ છે અને રૈયત તેના બી છે" એ સુત્રને માન આપીને ચાલવું જોઈએ.

દસ્તુર.